# અનંતજીવન શી રીતે પ્રાપ્ત કરવું ?



( વસંતતિલકા છંદ. )

ક્યાંસુધી સુખમથી થઇ જીવવું છે ?
વિખ્યાતિ યુક્ત જગવલ્લભ શું થવું છે ?
સાફલ્યતા ઉભયજન્મનિ વ્હાલિ છે શું ?
તો ગ્રંથ આ અમલ મધ્યજ આણિ લે તું ?



લેખક-પ્રકાશક,
ભોગીલાલ વિક્રમલાલ વકીલ.

# અનંતજીવન શી રીતે પ્રાપ્ત કરવું?

## ( LIFE EVERLASTING AND HOW TO ATTAIN IT. )

લેખક તથા પ્રકાશક,

ભોગીલાલ ત્રિકમલાલ ત્રિવેદી.

એફ્. એ. વી. યુ અને વડોદરારાજ્ય તથા

પાલનપુર એજન્સિના વકીલ અને

અધિપતિ "ધન્વન્તરિ."

વિશનગર, ઉત્તર ગુજરાત.

દોહા—દુનિયામાં દીર્ઘાયુષી, થઈ જીવવું યોગ્ય;

અલ્પાયુષિ રોગી રહી, જીવવું અતિ અયોગ્ય.

ઈસ્વી સન ૧૯૧૪. સંવત્ ૧૯૭૦.

પ્રથમાવૃત્તિ—પ્રત ૫૦૦.



અમૂલ્ય છતાં પરોપકારાર્થે મૂલ્ય રૂ. ૧-૦-૦.

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

તન્દુરસ્તીરૂપ ત્રીજોરીને તર રાખવી એજ ઉત્તમોત્તમ તદબીર છે!



આરોગ્યતા એજ સર્વોત્તમ સુખપ્રાપ્તિની સફળતા છે!
ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સંપ્રાપ્તિ તન્દુરસ્તીનેજ તાબે છે?

તનરૂપી જહાજનું સુકાન તન્દુરસ્તીજ છે! જેથી સંસારસાગરમાં સુખથી પ્રવાસ કરવો હોય તો તે સુકાનને જાળવવાજ યત્નવાન રહેવું!

સુખમય જીવન લંબાવવું તેજ સર્વથી પહેલી જરૂરિયાત છે!

# સ્તવનસુમનાંજાલિ સમર્પણપત્રિકા.

( वसंततिलकावृतम्. )

धन्वन्तरि घृतकरामृतपूर्णकुम्भं पीताम्बरं सकलसिद्ध सुरेन्द्र वन्द्यम् ॥
वन्देरविंदनयनं मणिमालमायुर्वेदप्रवर्तक मनुस्मृति रोगनाशम् ॥

( હરિગીત છંદ. )

કરમાં [૧]સુધાનો કુંભ છે મણિમાલ ઉરપર ઓપતી,
[૨]પટપીત પ્હેર્યાં આંખડી [૩]અંબુજ સુરીખી શોભતી;
શુભ નામ સ્મર્ણથકી શમે [૪]ગદ વંદ્યસિદ્ધ સુરેંદ્રને,
પ્રણમુ હું આયુર્વેદપ્રેરક પ્રભુ શ્રી [૫]વૈદ્યેંદ્રને. ૧

( દોહરા છંદ. )

જય જય જગજીવન પ્રભુ, જગતજનક જયકાર;
ધન્ય ધન્ય ધન્વન્તરિ, દિવ્ય સૌખ્યદાતાર. ૨
આધિ ઉપાધિ વ્યાધિના, મૂળ નિકંદનહાર;
પ્રતિ પળ પ્રાણી માત્રને, તુષ્ટિ પુષ્ટિ દેનાર. ૩
આપ પ્રતાપે સૃષ્ટિનો, વહે સકલ વ્યવહાર;
સુખ અણુઓ ભરી સર્વને, આપો મોદ અપાર. ૪
અનંત જીવન અર્પવા, યોજ્યા અતિ ઉપચાર;
શ્રેય કર્યું જગનુ સહી, આણી અતિશય પ્યાર. ૫
અજર અમર આરોગ્યતા, બુદ્ધિ આદિ બળ સાર;
આપવચન અનુસારથી, મળે હજુ હદપાર. ૬
એજ બોધનું આ રચ્યું, પુસ્તક પર ઉપકાર;
અર્પુ પદ [૬]અરવિંદમાં, સ્વામિ કરો સ્વીકાર. ૭
ઇચ્છું અહનિશ એજ હું, [૭]વિભુજી વારંવાર;
અનંત જીવન પ્રાપ્તિથી, થાય સુખી સંસાર. ૮
શ્રોતા વાચક આદિના, હરો તાપ નિર્ધાર;
સાજાં તાજાં સર્વને, રાખો અપરંપાર. ૯

તથૈવાસ્તુ !!!

હું છું પ્રભુપદપંકજનો ભોગીભ્રમર

ભોગીલાલ.

૧ અમૃત, ૨ પીળાં વસ્ત્ર. ૩ કમળ. ૪ રોગ. ૫ ધન્વંતરિ. ૬ ચરણકમળમાં. ૭ પ્રભુ.

# વાચકોને વિનીત વિનતી.

( સોરઠા છંદ. )

ઝટ ઝટ વાંચી જાય, વગર વિચાર્યે [1]વસ્તુતા,
લેશ લાભ નવ થાય, કહો વાચ્યુ શુ કામનું? ૧

ગુપ્ત તત્વ ઘટમાંહ્ય, આવી સ્થૈર્ય થયુ નહી;
યાદ ન રહે જરાય, કહો વાંચ્યુ શુ કામનુ? ૨

વાચ્યુ ધરી વિચાર, આણ્યુ નવ [2]આચારમા;
સંગ્રહ કર્યો ન સાર, કહો વાચ્યુ શુ કામનુ? ૩

મોટમ માટે મૂલ્ય, ખરચીને ખરિદ્યુ છતા;
ગણ્યું તરખલા તુલ્ય, કહો લીધુ શા કામનુ? ૪

પુસ્તક પ્રાપ્ત થતાંજ, પૂર્ણ પ્રેમસહ ના [3]પઠ્યુ;
ફાટ્યુ અથડાતાજ, કહો પામ્યુ શુ કામનુ? ૫

વાંચે નહિ કોઇ વાર, ન દે વાચવા કોઇને;
ભર્યા ભલા ભડાર, કહો સચ્યુ શું કામનુ? ૬

ઉધેઇ ઉદર ખાય, કે ખોવાએ મૂળથી;
કે પડિકાં બધાય, કહો મળ્યુ શુ કામનું? ૭

માટે મારા મિત્ર, પુસ્તક મળતા પ્રેમથી;
[4]ચારૂ ગુણોનું ચિત્ર, મનમા [5]મોદે છાપજો. ૮

અમૂલ્ય પુસ્તક આજ, આયુ આદિ બળ આપવા,
મનન કરો મનમાજ, ઊંડા અર્થો [6]ઉદ્ધરી. ૯

સત્ય પ્રતિજ્ઞા સાથ, કહું છું હું પ્રિય આપને;
શમન થશે [7]દુખ પાથ, આ પુસ્તક [8]આલંબથી. ૧૦

વાંચો વચાવોજ, ખરિદો ખરિદાવો અતિ;
મેળવીને મહામોજ, જીવન પૂર્ણ સફલ કરો. ૧૧

---

૧ વસ્તુ સંકલના–મતલબ. ૨ ઉપયોગમા–કામમાં ૩ વાંચ્યું. ૪ સુંદર. ૫ આનંદવડે. ૬ તારવીને. ૭ દુઃખરૂપ અગ્નિ. ૮ મદદથી.

# વિષયાનુક્રમણિકા.





:

# સર્ટિફિકેટ.

મહેરબાન જીવનદાતા ડૉક્ટર **મહાદેવપ્રસાદભાઇની** પવિત્ર સેવામાં.

ઠે. **"નવજીવનાલય," મુ. અમદાવાદ.**

કસ્બે **વસોથી** લી. આપનો હમેશનો આભારી સેવક **માણેકલાલ મોહનલાલના** ઘણા પ્રેમપૂર્વક દંડવત નમસ્કાર. બાદ મને જણાવતા ઘણો હર્ષ થાય છે કે મને કોઇ પ્રકારના ઝેરની અસરથી સુમારે સવા વર્ષથી ગળાની બારીથી તે ગુદાદ્વાર સુધી અંદરના ભાગમાં—છાતી, હોજરી, આંતરડાં, તથા મળદ્વાર સુધીના તમામ ભાગમાં—ચાંદીઓ પડવાથી તથા આંતરડાંના અંદરની નળીઓના ભાગમાં કહોવાટ લાગુ પડવાથી તેમાંથી લોહી અને જળસ ઝાડાને રસ્તે બહાર નિકળતાં હતાં, અને તેથી કરીને કોઈ પણ પ્રકારનુ ભારે અનાજ, ફક્ત ભાત અને દાળ સિવાય ખવાતું નહોતું. અને કદાચ બીજું અનાજ સહેજ પણ ખાધામાં આવે કે તુરત પેટમાં આંકડીઓ આવી દરદમાં વધારો થતો હતો, અને ખાધેલું બિલકુલ પચતું નહોતું. આ દરદને મટાડવા સારૂ મ્હે ઘણા ઘણા ઘરગતુ ઉપાયો કર્યા. વૈદો, ડૉક્ટરો તથા હકીમોની ઘણી ઘણી દવાઓ ખાધી, તથા વનસ્પતિઓના ઘણા વખત સુધી પ્રયોગો કરીને થાકયો. તથા ઘણો ખર્ચ કર્યા છતા પણ કશાથી ઉપર લખેલા મને થયેલા દરદને કાંઇ પણ ફાયદો નહિ થતાં, થયેલું દરદ દિનપ્રતિદિન વધતું ચાલ્યાથી મારા જીવનનો મને ભરોસો રહ્યો નહિ, તેથી મારી માલમિલકતની વ્યવસ્થા કરીને ઇશ્વિરભજનમા બાકીનો જીંદગીનો થોડો વખત કાઢવાની તૈયારીમા હતો. તેવામાં શ્રી જગદંબાની કૃપાથી "**સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલય**" તરફથી નીકળતાં પુસ્તક સાથે આપના "**નવજીવનાલય**"માં વિજળીના પ્રયોગથી કયા કયા રોગો મટાડી શકો છો તેની જાહેર ખબરનું હેન્ડબીલ આવેલું તે એકાએક મારા હાથમાં આવ્યાથી તુરતજ હું આપને મારી તબિયત બતાવીને તેનો તપાસ કરતાં આપે મને થયેલો રોગ વિજળી, વરાળ અને પાણીની મદદથી મટવાની ખાત્રી આપ્યાથી હું મારા કામ અને ઘરનો બંદોબસ્ત કરીને આપના "નવજીવનાલય"મા "ઇન્ડોર પેશન્ટ" તરીકે દાખલ થયા બાદ આપે વરાળ, પાણી અને વિજળીથી મારી 'ટ્રીટમેન્ટ' ઘણીજ બાહોશીથી સતત દોઢ માસ સુધી ચાલુ રાખ્યાથી મ્હારો તમામ રોગ બિલકુલ મટી ગયો છે, અને મને હવે તમામ જાતના હલકા ભારે પદાર્થનો ખોરાક ખાતો કરીને મારી જીંદગી બચાવી છે. તેથી આપનું જીવનપર્યંત ભલું ઇચ્છીશ. હું "**નવજીવનાલય**" ઉપચારગૃહમા આપની પાસે ઇન્ડોર પેશન્ટ તરીકે પોણાબે માસ રહ્યો તે દરમિયાનમાં આપે પક્ષાઘાત (લકવો), સંગ્રહણી, સંધીવા, વા, છાતીનાં દરદો, પેટનાં દરદો તથા બીજાં પુરૂષ અને સ્ત્રીઓનાં દરદો ઘણી બાહોશીથી કાંઇ પણ ખાધાની કે પીવાની દવા આપ્યા સિવાય મટાડી દીધાં છે, તે મ્હે મારી નજરે જોઇને ખાત્રી કરી છે. અને પક્ષાઘાત તથા સંગ્રહણીના દરદની બીમારીના બે અસાધ્ય દરદીઓને હોંશીયારીથી સારવાર કરી ઘણી ટુંકી મુદતમા સાજા કર્યા છે તેથી હું ઘણોજ અજાયબ થયો છુ.

ઉપરની સઘળી બિના મ્હેં મારી નજરે જોએલી છે. તેથી મહેરબાન જીવનદાતા **ડૉકટર મહાદેવપ્રસાદભાઈના** "નવજીવનાલય"ના વિજળીના દવાખાનામાં ઇન્ડોર પેશન્ટ તરીકે રહીને પોતાના દરદની સારવાર કરાવવા ખાસ ભલામણ કરૂં છું. અને હું ખાત્રીથી કહું છું કે તે પ્રમાણે વર્તનાર દરેકે દરેક દરદીને પોતાનું ગમે તેવું હઠીલું તથા જુનું દરદ હશે તોપણ તેમને પરિપૂર્ણ રીતે આરામ થશેજ.

| | |
|---|---|
| **વસો.**<br>તા. ૧૩ સપ્ટેમ્બર<br>સને ૧૯૧૩. | (સહી) **માણેકલાલ મોહનલાલ પરિખ.**<br>એ. ચીફ કારભારી નીસ્બતે રાઇસાહેબ<br>તાલુકદાર સાહેબ, **વસો.** |

**મહેરબાન ડૉકટર મહાદેવપ્રસાદ ભોગીલાલ.**

મને જણાવતા ઘણોજ આનંદ થાય છે કે હુ છ એક માસ થયા સંગ્રહણીના અતિ ભયકર રોગથી સપડાયો હતો, જેમાથી મુક્ત થવા માટે મે મારા વતન નડીયાદમા ઘણા ડૅાકટરો અને વૈદ્યોના ઉપાયો કર્યા; પણ મારી સ્થિતિ સુધરવાને બદલે વધારે બગડી જે વખતે મારી આજુબાજુના સર્વ લોકોએ અને મે પોતે પણ જીવવાની આશા છોડી દીધી હતી તે વખતે મારા આયુષના બળે મને આપની સંસ્થાનું ધ્યાનમા હતુ જેથી આપ તરફ મહા મુશ્કેલીએ પહોચ્યો. જે વખતે હું આપની પાસે આવ્યો તે વખતે મારા શરીરનું વજન શેર ૮૫) હતુ, અને હું ચાલવાને માટે તદ્દન અશક્ત હતો, અને મારા પેટમા અનાજ ટકતુ નહોતુ આવી સ્થિતિમાથી આઠ દિવસના અરસમા આપના વિજળીના, વરાળના, અને બીજા કુદરતી ઇલાજથી મારી સ્થિતિ ઘણી સુધરી ગઈ ને હુ હરતો ફરતો થયો, અને બીજા આઠ દિવસમા મારૂ શરીર તદ્દન રોગથી મુક્ત થયું, ને મારા **શરીરનું વજન દશ રતલ વધ્યું**. હાલ હું બનો ખોરાક ખાઈ શકુ છુ, ને મારી પાચનશક્તિ સુધરી ગઇ છે અને દસ્ત પણ નિયમિત થાય છે અને આપના તરફથી મને જીવનદાન મળ્યું એમ કહું તોપણ અતિશયોક્તી નથી આપના કુદરતી ઉપચારોમા આવા ચમત્કાર હશે એવું મને સ્વપ્નુ પણ નહોતુ પણ હવે તેને માટે હુ પૂર્ણ ખાત્રીવાળો થયો છુ એટલુજ નહિ પણ બીજા દુઃખી થતા દરદીઓને છાતી ઠોકીને ભલામણ કરૂ છુ કે જો તેઓ પોતાના દરદથી લાચાર બની ગયા હોય ને નિરાશ બની ગયા હોય તો તેઓની આશાને ફરીથી જાગૃત કરવા માટે એક સ્થાન છે અને તે આપનુ "**નવજીવનાલય**" છે

| | |
|---|---|
| **નડીયાદ**<br>ઠે. છીપવાડ કાપડની દુકાન | **દાણી મૂળજીભાઈ ગિરધરદાસ સહી દસ્કત પોતે.** |

---

# ખાસ મનન કરવા લાયક પુસ્તકો.

**RETURN TO NATURE**-The Nature Cure and the Natural Life, Water, Sunshine, Air, Earth, Fruit-Body and Spirit-Resolute Religion. Many illustrations Elegently bound Rs 4-4-0; paper cover, Rs· 3-4-0.

No home should be without this epoch-making book As a domastic book of reference in illness it is a treasure, and has already proved itself an inestimable blessing It gives exhaustive details of the simplified and pure natural cure, and natural life, and leads men toward the highest aims of existence.

## BILZ. A FAMILY DOCTOR FOR EVERY DISEASE.

**By the Natural Methods of Healing.**

**Four Million Copies Sold.**-It appeals to every one taking interest in his health and strength. It gives full information on the symptoms and causes of about 3000 diseases, and how all can be treated successfully and very often prevented. 2 volumes, 2074 pages of text, 715 illustrations, 30 coloured plates, and 10 adjustable models of the human body. Reduced price net cash, Rs 26/-

**"શ્રી દૈવી અદ્‌ભુત ચમત્કાર."** નાસ્તિકવાદની નિર્માલ્ય દલીલોને સત્યજ્ઞાન અને જાતી અનુભવના પ્રબળ દારૂગોળાથી ઉડાવી દેઇને તેના કુચ્ચે કુચા કરી દેનાર એક અમૂલ્ય પુસ્તક. મેસ્મેરિઝમ અથવા પ્રાણવિનિમય, પ્રેતાવાહન વિદ્યા, હિપ્નોટિઝમ, સ્વપ્નવિચાર, દૃઢ સંકલ્પ બળ, માનસોપચાર, ભૂત, પ્રેત, જંત્ર, મંત્ર, મારણ, વશીકરણ વગેરેની નિષ્પક્ષપાત પરીક્ષા અને તે સંબંધીના ખરેખરા જાતી અનુભવોનો અદ્‌ભુત અહેવાલ. **કિંમત રૂ. ૧-૦-૦.**

" અનંત જીવન શી રીતે પ્રાપ્ત કરવું ? " હિંદુસ્તાનની કોઇ પણ ભાષામાં કદી પણ બહાર નહિ પડેલો એવો અપૂર્વ ગ્રંથ. આ અમૂલ્ય પુસ્તકમાં બતાવેલા નિયમો પ્રમાણે ચાલીને દોઢસો બસેં વર્ષનું આયુષ્ય તંદુરસ્તી સાથે મેળવનાર ભૂતકાળ તેમજ વર્તમાનકાળના સત્પુરૂષોના ભરોસેદાર સત્તાવાર ઘણા દાખલાઓ આપવામાં આવ્યા છે. વાચનાર ! તું ગમે તેટલો રોગી અગર અશક્ત હોઉં પણ આ પુસ્તક વાંચીને તે પ્રમાણે ચાલવાથી તું તારી જીંદગીમાં ઘણા વર્ષનો ચોક્કસ રીતે વધારો કરી શકીશ; અને તે માટે કાંઇ મોંઘી માત્રાઓ તારે ખાવી પડશે નહિ. સર્વ કોઇથી પાળી શકાય તેવા આરોગ્યશાસ્ત્રના નિયમો સાદી સરળ ભાષામાં અનુભવને આધારે વર્ણવવામાં આવેલા છે. **કિંમત એક રૂપીયો.**

" **ક્ષયરોગ.** " સુધારા વધારા સાથેની **બીજી આવૃત્તિ** લોકોની ઘણીજ માગણીને લીધે પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ પુસ્તકના લેખક બહુ પ્રસિદ્ધિ પામેલા **' નવજીવનાલય '** ના માલિક **ડૉ. મહાદેવપ્રસાદ**, ઇ. એમ ઇ, એન. ડી., એમ. એન. એસ. એ. ( ન્યુયૉર્ક ) છે. ફેફસાના કોઇ પણ જાતના રોગીએ આ પુસ્તક અવશ્ય વાચવું જોઇએ. ક્ષયરોગ થવાનાં કારણો અને સર્વથી બની શકે તેવા અને કદિ નિષ્ફળ ન નિવડે તેવા ઉપાયો આ પુસ્તકમા સરળ ભાષાથી વર્ણવવામા આવેલા છે. **કિંમત ચાર આના.**

" **आयुर्वेदमें बुद्धिवर्धक प्रयोग.** " ઋષિપ્રણિત અનેક વૈદ્યક ગ્રંથોમાંથી સંશોધન કરી, સેંકડો સસ્કૃત પ્રમાણો સહિત અકસીર ઔષધિ પ્રયોગો આ પુસ્તકની અંદર લખવામાં આવ્યા છે, જેના સેવનથી ખાલી પડી ગએલું મગજ તર થાય છે, સ્મરણશક્તિ વધે છે, અને બુદ્ધિનો બહુજ વિકાસ થાય છે. આ પુસ્તકની ભાષા સરળ હિંદી છે. **કિંમત ચાર આના**

" **તમાકુનું દુર્વ્યસન.** " રચનાર ડૉ. **મહાદેવપ્રસાદ**, ઇ. એમ. ઇ., એન. ડી. ઘણા થોડાજ વખતમાં **પાંચ હજાર નકલો ખપી ગઇ છે.** તેજ તેની લોકપ્રિયતાનો પુરાવો છે. **આવૃત્તિ બીજી** છપાયલી તૈયાર છે ઉછરતી પ્રજામાં અને વિદ્યાર્થીઓમાં ખાસ વહેંચાવવા અને વચાવવા લાયક આ નિબંધ છે. **કિંમત દોઢ આનો.**

" **પ્લેગ પચ્ચીસી.** " રચનાર રાજકવિ હર્ષદરાય સુ. મુનશી. અતિ ઉત્તમ અને બોધદાયક હિંદીકાવ્ય ગુર્જરી ટીકા સહિત **ઘટાડેલી કીંમત બે આના.**

"**ક્રોમોપથી અથવા રંગ રસાયન વિદ્યા.**" આ પુસ્તક ઘણુંજ લોકપ્રિય થઇ પડયુ છે. તેમા બતાવેલા ઉપાય સર્વથા બની શકે તેવા સોધા, નિર્દોષ અને શાસ્ત્રોક્ત છે. જાત જાતના રોગોને કેવી રીતે મટાડવા તે ચોખ્ખી રીતે આ પુસ્તકમાં બતાવલુ છે. **કિંમત માત્ર ચાર આના.**

" **ધન્વંતરિ** " પ્રાચીન આયુર્વેદ, પાશ્ચાત્ય ડાક્ટરી વિદ્યા. નવીન નેચરોપથી, તથા અત્યુપયોગી આરોગ્યશાસ્ત્રનાં ઉત્તમ રહસ્યો અને નૂતન શોધખોળોને શાસ્ત્રીય રીતે ચર્ચતું **લોકપ્રિય વૈદ્યકીય માસિક.** સન ૧૯૧૪ ના જાન્યુઆરી માસથી સાતમુ વર્ષ શરૂ થયું છે. દર માસે ઉપયોગી લેખોથી ભરેલાં ૪૮ પૃષ્ઠ **વરષ એકનું લવાજમ ટપાલખર્ચ સાથે બે રૂપિયા.**

ઉપર લખેલાં સર્વ પુસ્તકો મળવાનુ ઠેકાણું:—

| | | |
|---|---|---|
| **ડૉ. મહાદેવપ્રસાદ.**<br>" નવજીવનાલય "<br>અમદાવાદ. | **અથવા** | **ભોગીલાલ ત્રિકમલાલ,**<br>અધિપતિ " ધન્વન્તરિ. "<br>**વિસનગર** ( ઉ. ગુજરાત. ) |

# પ્રાસ્તાવિક ઉલ્લેખ.

"I am the Light of the World
He that followeth me shall not
walk in darkness
But shall have the Light of Life."

"If a man keep my saying,
He shall never see death." BIBLE.

**"અનંત જીવન શી રીતે પ્રાપ્ત કરવું?"** 'અનંત' જીવન? હા, અનંત–અમર્યાદ–કોઇ ચોક્કસ હદ વગરનું આયુષ!!! આવું મનપસંદ અમર્યાદ દીર્ઘતાવાળું આયુષ મેળવવાના માર્ગ–સર્વોત્તમ ઉપાય–ઘણાંખરા મનુષ્યોથી બની શકે તેવા, અને જો દૃઢતાપૂર્વક જીવનપર્યંત પાળવામાં આવે તો, અમારા માનવા મુજબ, દિલ ચહાય તેટલું લાંબું આયુષ પ્રાપ્ત કરાવે તેવી પ્રક્રિયાઓ માનવબંધુઓના હિતાર્થે આ પુસ્તકમા યથાશક્ય વર્ણવવાનો મ્હેં પ્રયત્ન કર્યો છે.

"જેમ તાવ આવવો કે માથું દુઃખવું કે ઉધરસ થવી, એ સ્વાભાવિક નથી, પણ મનુષ્યની ભૂલનું અર્થાત્ તેના અજ્ઞાનનુંજ ફળ છે, તેમ મરણ થવું એ પણ સ્વાભાવિક નથી, અને તેથી જેમ તાવ કે ઉધરસ યોગ્ય ઉપાયથી મટાડી શકાય છે, તેમ મરણને પણ યોગ્ય ઉપાયથી ટાળી શકાય છે. આમ હોવાથી 'મરણ એ સ્વાભાવિક છે,' 'જન્મ્યુ તે મરવુંજ જોઇએ,' 'જાયુ તે જવાનુંજ' એવા સિદ્ધાંતો જે કેટલાક મનુષ્યો આગ્રહથી સ્થાપે છે, તે દોષવાળા છે. આપણાં શાસ્ત્રો પણ મૃત્યુનો જય સંભવિત ગણે છે, એમ છતાં આજ સુધી સઘળા મરતા આવ્યા છે, માટે આપણે પણ મરવાનાજ, 'મરણ કોઇથી જીતાયું નથી, અને જીતાવાનું નથી, માટે મરણને જીતવાનો પ્રયત્ન કરવો, એ ધૂમાડાના બાચકા ભરવા જેવું છે,' એવા ભ્રાંતિવાળા નિશ્ચયોને વળગી રહીને અસંખ્ય મનુષ્યો મરણને જિતવાના ઉપાયોનો અનાદર કરે છે, અને મરવાના દિવસની વાટ જોતા, બાકી રહેલા આયુષને વીતાવે છે.

"મરણને સ્વાભાવિક માનનાર મનુષ્યો પોતાના અયોગ્ય નિશ્ચયોથી, મોડા મરવાના હોય છે, તો પણ વહેલા મરે છે. જરા માંદા પડતાં, હાય હાય હવે મરી જઇશ, એ પ્રકારની ભયવાળી ફાળથી તેઓ શરીરમાં રહેલા જીવનતત્વને બાળી મૂકે છે, અને જે સમયે મરકી કે પ્લેગ કે એવોજ કોઇ ભયંકર રોગ ચાલતો હોય છે, એવા સમયમાં તો સેંકડે નેવુ મનુષ્યો, રોગથી મરવાને બદલે, મરણના ભયથીજ મરી જાય છે."

નિસર્ગદેવી—કુદરતના નિર્મિત કરેલા નિયમો પ્રમાણે ચાલવાથી સૌદર્ય, શક્તિ અને આરોગ્યથી પ્રતિદિન અધિક અધિક ઉજ્વલ અને કીમતી બનતુ જતું આયુષ અનતકાળ સુધી લંબાવી શકાય તેમ છે. **'અમૃતરસ'** **'આબેહયાત'** 'Elixir of life' વિષે એક યા બીજા રૂપમાં સર્વ દેશમાં અને સર્વ કાળમાં યોગીઓ, ફીલસુફો, તથા વિદ્યાભિજ્ઞ પુરૂષોએ ઉલ્લેખ અને વિવેચન કરેલું જોવામાં આવે છે. અનેક શતકો–સદીઓ વહી ગઇ છતાં અમરત્વ, અનંતકાળની યુવાવસ્થાની પ્રાપ્તિના સંભવની માન્યતા મનુષ્યજાતના હૃદયમાંથી નાશ પામી નથી.

વિજ્ઞાન–સાયન્સની છેલ્લામાં છેલ્લી શોધો પણ અનંતજીવનની પ્રાપ્તિને સંપૂર્ણ રીતે સંભવિત ગણે છે. વૃદ્ધાવસ્થા, ક્ષિણતા, આ દેવમંદિરરૂપ શરીરની જર્જરાવસ્થા કેવળ અનિવાર્ય હોવાનો ખ્યાલ

જીવનશાસ્ત્ર સંબંધીના અજ્ઞાન ઉપર અવલંબીને રહેલો છે. જનસમુહ અધિક અંશે એમ માને છે કે વર્તમાનકાળના શારીરવિજ્ઞાનશાસ્ત્રીઓ ( Physiologists ) અનંતજીવનનું અસંભવિત-પણું સહેલાઇથી સાબીત કરી શકતા હશે ! પરંતુ તેઓ અહિયાં ભૂલ ખાય છે. કારણ કે ખરી વાત તો એ છે કે અર્વાચીન વિજ્ઞાનવિદો (સાયન્ટીસ્ટ્સ) પણ સ્પષ્ટ શબ્દોમાં જીવન અનંતકાળ સુધી લંબાવી શકાય એ વાત કબુલ કરે છે. દાખલા તરીકે—

સુપ્રસિદ્ધ **ઑસ્ટવૉલ્ડ** કહે છે કે, As yet, however, it has by no means been decided that there is any natural death. **અર્થઃ**—"મરણ એ સ્વાભાવિક છે, એમ હજી કોઇ પણ રીતે સિદ્ધ થયુ નથી."

ડૉ. **વીલીઅમ એ. હૅમન્ડ** ( William A. Hammond ) એમ. ડી. જેઓ ન્યુયૉર્ક શહેરમાં રહે છે, અને એક આગેવાન મેડીકલ સાયન્ટીસ્ટ તરીકે તથા કેટલાક ઉપયોગી જાણીતા ગ્રંથોના કર્તા તરીકે પ્રસિદ્ધ હોઇ યુનાઇટેડ સ્ટેટ્સ આર્મિમાં સરજન જનરલનો ઓદ્ધો જેમણે કેટલાક વખત સુધી ભોગવ્યો હતો તેઓએ નીચેનાં અગત્યનાં વચનો ઉચ્ચાર્યાં છે: There is no physiological reason at the present day why man should die." **ભાવાર્થ:** "માણસને ( તંદુરસ્તીના નિયમ બરાબર પાળવા છતાં પણ ) મૃત્યુને આધિન થવું પડે એવું એકકે કારણ શારિરવિજ્ઞાનશાસ્ત્ર બતાવી શકતું નથી."

ડૉક્ટર ડબલ્યુ. આર. **સી. હૅટસન**, એમ. ડી., જેઓ એક પ્રખ્યાત તબીબ, વૈદકીય ગ્રંથકાર, અને " **હૅલ્થ કલ્ચર** " નામના વૈદકીય પ્રતિષ્ઠિત માસિકના અધિપતિ છે, તેઓ પણ લખે છે કે, Mr. Gaze advances the somewhat startling claim that somatic death, that is, the death of the body as a whole, is due to causes which may be averted, and that, by proper means, one may so control the bodily functions as to retain the body indefinitely. I do not hesitate to say that, while his conception of life and the possibility of physical immortality is unique, there is nothing in the accepted facts of physiological science, by which his position can be refuted." **ભાવાર્થ:**—" આખા શરીરનું મરણ જેને 'સોમેટીક ડેથ' કહે છે, તે એવાં કારણોને લીધે નિપજે છે કે જે કારણો અટકાવી શકાય તેવાં છે એવો કેટલેક અંશે આશ્ચર્ય ઉપજાવનારો દાવો **મી. ગેઝ** કરે છે; વળી તેઓ એવું પણ કહે છે કે, યોગ્ય ઉપાયોથી શરીરમાં ચાલતી વિવિધ ક્રિયાંઓ ઉપર મનુષ્ય એટલો તો કાબુ મેળવી શકે કે જેથી બેહદ સમય સુધી પોતાના શરીરને તે સજીવન રાખી શકે. જો કે જીવન વિષેનો તેમનો ખ્યાલ, અને સ્થૂલ શરીરના અમરત્વના સંભવીતપણા વિષેની તેમની માન્યતા એ અસાધારણ છે, તેમ છતાં શારીરવિજ્ઞાનશાસ્ત્રની સ્વીકારાયલી એવી કોઇ પણ બાબત નથી કે જેના વડે તેમની દલીલ ખોટી ઠરાવી શકાય. આ પ્રમાણે કબુલ કરવામાં હું લેશમાત્ર અચકાતો નથી."

**ડૉ. થૉમસ જે. ઍલન,** એમ. એ., એલ. એલ. ડી. (Thomas J. Allen, M. A., L. L. D.) પણ આ પ્રમાણે લખે છે: The human body is not like a machine which must wear out by constant disintegration, for it is self-renewing. It is a simple, scientific fact that we get an entirely new body every few years, estimated at from three to seven. Every day is a birthday, for the process of waste and renewal never ceases. Perfect balance between elimination and renewal would avoid permanent waste,

**અર્થાત્:**–" સતત ઘસારાથી નાશ પામે એવા એક યંત્ર જેવું કાંઇ મનુષ્ય શરીર નથી કારણ કે, તે શરીર તો પોતાની મેળેજ હમેશ પોતાને નવીન બનાવતું રહે છે. એ તો એક સાદી અને 'સાયન્સ' (વિજ્ઞાનશાસ્ત્ર)ની જાણીતી વાત છે કે દર થોડાક વર્ષે, જેનો અડસટ્ટો ત્રણથી સાત વર્ષનો છે તેટલી મુદતમાં આપણને એક તદ્દન નવુંજ શરીર મળતું રહે છે. પ્રત્યેક દિવસ આપણી જન્મતિથિજ છે, કારણ કે ક્ષય અને નવીકરણની ક્રિયા કદિ પણ અટકતી નથી. મલવિસર્જન અને નવીકરણની ક્રિયાનું બરાબર સમતોલપણું રાખવાથી શરીરનો જાથુનો નાશ થતો અટકાવી શકાય છે."

ડૉ. મન્રો (Dr. Munro) પોતાના 'ઍનેટૉમીકલ લેક્ચર્સ' માં કહે છે કે, As far as I can observe, the human body, as a machine, is perfect, that it bears within itself no marks by which we could possibly predicate its decay, that it is apparently calculated to go on for ever. **અર્થાત્:**– "મારાથી બને તેટલી તપાસ કરતાં તો મને એમ માલૂમ પડે છે કે, એક યંત્ર તરિકે મનુષ્ય શરીર કાંઇ પણ ખોડ ખાંપણ વિનાની સર્વોત્કૃષ્ટ બનાવટ છે; તેમાં એવી એક પણ નિશાની નથી કે જે ઉપરથી આપણે તે નાશ પામવુંજ જોઇએ એવું અનુમાન બાંધી શકીએ; એકંદરે તે અનંતકાળ સુધી સજીવન રહ્યાજ કરે તેવી તેની બનાવટ જણાય છે."

વાંચનારના મનમાં આ ઉપરથી પ્રશ્ન એ ઉભો થશે કે, "ત્યારે મનુષ્યો મરી કેમ જાય છે?" તો તેનો જવાબ માત્ર એજ છે કે, અમુક અમુક બાબતો આયુષ ઓછું કરનાર અને મૃત્યુને આમંત્રણ આપનાર છે તે વાતના અજ્ઞાનને લીધે, અગર તો તે જાણવા છતાં ઉન્મત્ત વિષયેંદ્રિયોને આધીન થઇને અયોગ્ય આચરણો કરવાથી તેની શિક્ષારૂપે મનુષ્યો અમૂલ્ય માનવ તનુમંદિરના ભોગવટાને માટે નાલાયક ઠરે છે.

પણ સવાલ એમ પૂછવામાં આવે કે, 'મનુષ્ય જાતમાંથી કોઇએ અત્યાર સુધીમાં અમરત્વ અગર તો યથેચ્છ દીર્ઘાયુષ પ્રાપ્ત કર્યું છે?' તો આનંદ અને અભિમાન સાથે આપણે જવાબમાં જણાવી શકીએ છીએ કે, આપણા જેવાજ દેહધારી મનુષ્યોએ અવિશ્રાંત પરિશ્રમ, દૃઢ નિશ્ચય, અને અતિ વિશુદ્ધ આચારવિચારનાં સાધનો વડે અમરત્વ અને અખંડ ઉજ્વલ કીર્તિ સંપાદન કર્યાનાં અનેક દૃષ્ટાંતો આપણાં આર્ય શાસ્ત્રોમાં મોજૂદ છે. **લોમસ, અશ્વત્થામા, ગોપીચંદ, સનક, સનંદન, સનત્કુમાર, નારદ, ધ્રુવ, વસિષ્ઠ** પ્રભૃતિ સર્વને સારી રીતે જાણીતાં દૃષ્ટાંતો છે.

ભિન્ન ભિન્ન મનુષ્યોનાં ખાનપાન અને આચારવિચારમાં જેટલી ભિન્નતા જોવામા આવે છે તેટલોજ તફાવત તેમની આયુર્મર્યાદા–જીંદગીની લંબાઇની બાબતમાં પણ જોવામાં આવે છે. અને વિચારવાનને તો એ બાબતમાં ખાત્રીજ હોય છે કે આયુષ ઓછું વધારે હોવાનો આધાર કેવળ રહેણીકરણી ઉપરજ મુખ્યત્વે કરીને રહેલો છે.

અગાઉ આપવામાં આવેલાં સુપ્રસિદ્ધ વિજ્ઞાનવિદો (Scientists)નાં વચનો ઉપરથી વાંચનાર જોઈ શકયા હશેજ કે, મનુષ્યે જીવનની ચોકસ હદની પાર જવાયજ નહિ એવી તેનાપર કાંઇ પણ ફરજ મુકવામાં આવેલી નથી. એ હદ માણસ પોતાના આચરણ વડેજ પોતાની મેળે બાંધે છે. સ્વભાવતઃ મુક્ત છતાં રેશમના કીડાની માફક પોતાનાજ દુષ્કર્મની જાળમાં પોતે બંધાઈ બેસે છે. લંબાણ વિવેચનથી આ પુસ્તકમાં આગળ ઉપર બતાવી આપવામા આવશે તેમ મનુષ્ય શરીર એક વહેતી નદીની માફક નિરંતર બદલાતું જાય છે, અને શરીરના એકેએક જુના પરમાણુ શરીરની બહાર નિકળી જઇ તેને બદલે નવાં પરમાણુ (Cells) તેની જગા લેતાં જાય છે. એવી પ્રત્યેક શરીરમાં ચાલતી સતત ક્રિયાનો બુદ્ધિપૂર્વક લાભ લેઈ ઘણાં મનુષ્યોએ જન્મથી મળેલા રોગી,

નિર્બલ, કુરૂપ શરીરને બદલી નાંખી નિરોગ, બળવાન, અને સૌંદર્યપૂર્ણ શરીરો કેટલાંક વર્ષના સતત પ્રયત્નના પરિણામે પ્રાપ્ત કર્યાના ખાત્રીલાયક અસખ્ય દાખલાઓ ભૂત તથા વર્તમાનકાળના આપણને મળી આવે છે. આપણે પણ આવો લાભ મેળવવાને માટે શું કરવું તેનું સ્પષ્ટ વિવેચન આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે.

ગઇ કેટલીક સદીઓમાં ભારતવર્ષ એવી અંધાધુનીમાંથી પસાર થયું છે કે જેથી દીર્ઘાયુષી મનુષ્યોના આવરદાના નામઠામ સાથેના સત્તાવાર સરકારી આંકડા આપણને મળતા નથી. પરંતુ યુરોપ અમેરિકામાં આવી સ્પષ્ટ નોંધ રાખવામાં આવેલી છે, જે ઉપરથી સામાન્ય મનુષ્યોને આશ્ચર્યચકિત કરે તેટલા લાંબા આવરદાના દાખલા આપણને મળી આવે છે. માત્ર જુજ જાણવા લાયક દાખલાજ અત્રે જણાવીએ.

**સેન્ટ લીઓનાર્ડના** 'પૅરીશ રેજીસ્ટર'માં એક **થૉમસ કાર્ન** (Thomas Carn) નામના શખ્સના મરણની નોંધ તા. ૨૮મી જાન્યુઆરી સન ૧૫૮૮ના રોજ લેતાં જણાવવામાં આવેલું છે કે આ માણસ **૨૦૭ વર્ષની** વયે મરણ પામ્યો છે. તે ઇંગ્લાંડનો રાજા **બીજો** રિચર્ડ રાજ્ય કરતો હતો ત્યારે જન્મ્યો હતો, અને રાણી ઇલીઝાબેથના વખતમાં મરણ પામ્યો હતો, અર્થાત્ પોતાની જીંદગીમાં તેણે બાર રાજા રાણીઓની રાજકારકીર્દિ જોઇ હતી.

**આબરડીનશાયરનો** વતની **પીટર ગારડન** (Peter Garden) તા. **૧૨**મી જાન્યુઆરી સન ૧૭૭૫ના રોજ **૧૩૧ વર્ષની** વયે મરણ પામ્યો હતો.

વૉટરફૉર્ડ પરગણાની રહીશ **કાઉંટેસ ઑફ ડેસમૉંડ** (Countess of Desmond) નામની ઉમરાવજાદી પહેલા જેમ્સ રાજાના સમયમાં **૧૪૦** વર્ષની ઉમરે મરણ પામી હતી.

**શ્રૉપશાયરના** ઍલ્બેરબરી નામના ગામડાનો રહીશ **થોમસ પાર** (Thomas Parr) **ઇ. સ.** ૧૪૮૩માં જન્મી **૧૫૨ વર્ષનું** આયુષ ભોગવવા ભાગ્યશાળી થયો હતો. ઈંગ્લૅંડના પહેલા ચાર્લ્સ રાજાએ આ ખેડુતને પોતાને ત્યાં ભોજન માટે આમંત્રી માંસાહાર અને દારૂવડે તેને બેહદ અત્યાહારનો ભોગ ન બનાવ્યો હોત તો તે ઘણુંજ વધારે વર્ષ જીવી શક્યો હોત. આ ખેડુતને વેસ્ટમીન્સ્ટર એબીમાં દફનાવવામાં આવ્યો હતો.

**નૉર્વે દેશના ડ્રેકનબર્ગ** (Draakenberg) પંદર વર્ષ સુધી તુર્કસ્તાનમાં કેદનું દુઃખ સહન કર્યું હતું. તે પછી ઘણાં વર્ષ સુધી ગુલામ તરીકે મજુરી કર્યા છતાં ૧૩૦ વર્ષની બુઝર્ગ ઉમરે પણ તે એવો તો જુવાન દેખાતો હતો કે તેણે તે વયે એક જુવાન છોકરી સાથે લગ્ન કર્યું હતું. આ માણસ છેક **૧૪૬ વર્ષની** વયે મરણ પામ્યો હતો.

**જૉસેફ સરીન્ગટન** (Joseph Surrington) ઉપર લખેલા શખ્સના કરતાં પણ વધારે જીવ્યો હતો. તેના શરીરનું કૌવત કેટલું હશે તેનું અનુમાન નીચેની બિનાથી થઇ શકશે. તેના સૌથી મ્હોટા છોકરાની ઉમ્મર ૧૦૮ વર્ષની, અને ન્હાનામાં ન્હાના છોકરાની ઉમ્મર માત્ર નવ વર્ષની હતી. એટલે કે, એકજ બાપથી પેદા થયેલ બે સગા ભાઇઓ વચ્ચે વયમાં નવ્વાણું વર્ષનું અંતર હતું. આ દીર્ઘાયુષી માણસ **૧૬૦ વર્ષની** પુખ્ત વયે મરણ પામ્યો હતો.

**હન્ગેરી દેશના બોવીન** (Bowin) નામના માણસનું આખું કુટુંબ દીર્ઘાયુષ ભોગવવા માટે પ્રખ્યાત છે. તે પોતે ઇ. સ. ૧૭૫૦ માં પોતાની **૧૭૨ વર્ષની** મ્હોટી ઉમ્મરે મરણ પામી, પાછળ **૧૬૪ વર્ષની એક વિધવા**, અને **૧૧૫ વર્ષની વયનો એક પુત્ર** મૂકી મરણ પામ્યો હતો.

રૂશીયાનો એક બળવાન યોદ્ધો જેના જન્મ મરણની નોંધ સરકારી દફતરોમાંથી મળી આવે છે, તે ઉપરથી જણાય છે કે તે સન ૧૬૨૩માં જન્મી સન ૧૮૨૫માં મરણ પામ્યો હતો. એટલે કે તે **૨૦૨ વર્ષનું** આશ્ચર્ય લાગ્યા સિવાય રહે નહિ તેવું લાંબુ આયુષ ભોગવી શક્યો હતો.

ડૉન જ્યુવેન સૅવેરી ડી લીમા (Don Juan Saveire de Lima) નામનો શખ્સ સન ૧૭૩૦ માં **૧૯૮ વર્ષે** મરણ પામ્યો હતો.

હાલના જમાનામાં પણ દીર્ઘાયુષી મનુષ્યોના દાખલા ખોળનારને જડી આવ્યા વિના રહે તેમ નથી. દાખલા તરીકે, સન ૧૮૯૮ની તા. ૨૫ મી ઑક્ટોબરના "**ડેલી મેલ**" ના અંકમાં **વી**એના શહેરના એક **૧૧૧** વર્ષે હયાત અને સુદૃઢ બાંધાના શખ્સનો હેવાલ આપવામાં આવ્યો હતો

અમેરિકામાં આવેલા **સાનફ્રાન્સીસ્કો**ના રહીશ **કૅપ્ટન ગૉડ્ડાર્ડ ઇ. ડી. ડાયમંડ** (Captain Goddard E. D. Diamond) **સન** ૧૯૦૫ ની ૧લી મેના દિવસે પોતાની **૧૦૯ વર્ષની** જન્મગાંઠ ઉજવી હતી, તેઓની ઉંચાઈ પાંચ ફુટ સાડા છ ઇંચ, શરીરનું વજન ૧૪૦ રતલ, છાતીનો ઘેરાવો ૩૬.ઈંચ, આંખો તેજસ્વી, સર્વ જ્ઞાનેંદ્રિયો સતેજ, બાંધો મજબુત અને વળી ગયા વિનાનો ટટાર અને ઘણોજ તંદુરસ્ત છે. સાભળવા પ્રમાણે આ શખ્સ હજુ પણ હયાત છે અને ગયાં લગભગ સાઠ વર્ષથી સંપૂર્ણ વનસ્પતિહારી હોઈ ચહા, કૉફી, તમાકુ, દારૂ, માંસ ઈત્યાદિનો કદી પણ ઉપયોગ કરતા નથી.

**ફ્રાન્સ** દેશની રાજધાની **પૅરીસ** શહેરમાં આવેલા પ્રખ્યાત 'પૅશ્ચુર ઈન્સ્ટીટયુટ'ના સબ ડાઇરેકટર, પ્રોફેસર મૅચનીકૉફના કહેવા પ્રમાણે ઈ. સ. ૧૯૦૫માં **ગોરી** નામના પ્રગણામા આવેલા **સ્બા** નામના ગામડામાં એક **સ્વૅન્સી આબાલ્વા** (Svensei Abalva) નામની **૧૮૦ વર્ષની** વયની એક વૃદ્ધ સ્ત્રી જીવતી હતી. કદાચ હજુ પણ તે જીવતી હશે.

**હ**ઝીરા પ્રગણાના કહરાન ગામનો એક ઇસ્લામી ધર્મ પાળનાર જાગીરદાર દેરા ઇસમાઇલખાન ખાતે ઇ. સ. ૧૯૦૫ માં **૧૨૫ વર્ષની** વયે મરણ પામ્યો હતો. આ શખ્સે ઇ. સ. ૧૮૩૦ માં અફઘાનો સાથેની લડાઇમાં ભાગ લીધો હતો.

**ઝાલોદ** તાબાના ગોલાણા ગામમાં એક માલણ **૧૧૭ વર્ષ**ની વયની સન ૧૯૦૫ માં હયાત હતી, અને ખેતરમાં જઈ કામ કરતી હતી. કદાચ હજુ પણ તે હયાત હશે.

રા. **માસ્તર મણિલાલ મુળજીભાઇ સોજીત્રાવાળા**ના કહેવા પ્રમાણે **વસો** ગામમાં **એક હજામ જાતીની સ્ત્રી ૧૩૫ વર્ષ જેટલી વૃદ્ધ ઉમરની હતી.**

મ્હારી જન્મભૂમિ મોજે **આસોદર** તાલુકે બોરસદ, જીલ્લે **ખેડા**ના રહેનાર શેઠ **ભ**ગવાનદાસ **પુરૂષોત્તમ**ની બહેન **શીવબા** હાલ હયાત છે. તેમનો જન્મ સંવત ૧૮૬૯ ની સાલમાં થયો હતો. એટલે હાલ તેમની ઉમ્મર **એકસો વર્ષ** ઉપરની છે. આ બાઇને મારે ત્યાં બોલાવી તેમની સાથે મેં કેટલીક વાતચિત કરી હતી. તે આંખે સારી રીતે જોઇ શકે છે, અને ચશ્માંની જરૂર પડતી નથી. તેમના દાંત માત્ર ત્રણ ચાર વર્ષથીજ પડી ગયા છે, ત્યાં સુધી તેઓ પોતાનો ખોરાક ચાવી શકતાં હતાં. શુમારે ત્રીસ વર્ષની વયે તેઓ વિધવા થયાં હતા. હજુ પણ તેઓ બે એક ગાઉ ચાલી શકે તેટલાં સશક્ત છે. બાણુ વર્ષની ઉમર સુધી તેઓ બેડું લેઇ કુવે પાણી ભરવા જતાં હતાં. સદર બાઇ શીવબાના બાપના પિત્રાઇ ભાઈ **વલ્લભદાસ જાદવજી** પણ એકસો વર્ષ ઉપરાંતની વયે ગુજરી ગયા હતા.

ઉપર લખેલાં દીર્ઘાયુષી મનુષ્યો **સર્વ સંસારી ગૃહસ્થાશ્રમી** હોવાથી, **સંસાર વ્યવહાર દીર્ઘાયુષનો બાધક નથી એ** વાત **સ્પષ્ટ થાય છે**. વળી ઉપર લખેલ લગભગ સર્વ દીર્ઘાયુષી મનુષ્યોએ **આરોગ્યશાસ્ત્ર**ના થોડા' વધારે નિયમોનું અજાણુતાંજ પાલન કર્યા કરેલું હતું, તોપણ તેઓને **સારો લાભ મળ્યો હતો**; તો પછી અનંત જીવન પ્રાપ્ત કરવાના ભૂતકાળમાં તથા વર્તમાનકાળમાં **જણાયલા વિશ્વાસપાત્ર** લગભગ સર્વ ઉપાયોનું **એકીકરણ જે આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે,**

તે આપણે સમજીને તે પ્રમાણે હેતુપૂર્વક વર્તન રાખવામાં આવે તો યથેચ્છ ફલપ્રાપ્તિ થાય એમાં સંશય ધરવા જેવુ કાંઈજ નથી.

આરોગ્યશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, કે ધર્મશાસ્ત્રના નિયમોનાં ઉલ્લંઘનોને પરિણામે જેઓનાં પોતાનાં, કે પોતાનાં સંબંધીઓનાં, કે અન્ય માનવબંધુઓનાં જીવનો દુઃખ ને ક્લેશમય થયેલાં જેઓએ જોયાં કે અનુભવ્યાં છે તેઓ કેટલીક વાર સવાલ ઉઠાવે છે કે:-"શું અતિ દીર્ઘ જીવન ઇચ્છવા જોગ છે? Is life worth perpetuating?" આવા સવાલ ઉઠાવનારાઓ એ વાત ભૂલી જાય છે કે દુઃખ અને વેદના સાથે અમરત્વ ભેગું રહી શકતું નથી. (Suffer ing and immortality cannot go together). અર્થાત્ 'ક્લેશમય જીવન ભાગ્યે જ દીર્ઘ હોઈ શકે છે.'

અનંત જીવનની પ્રાપ્તિના જે માર્ગ આ પુસ્તકમાં વર્ણવવામાં આવ્યા છે તેને અનુસરનાર મનુષ્યનું જીવન નીતિમાન બનશે અને તે સાથે પોતે સુખી બનવા ઉપરાંત પોતાના સંબંધમાં આવનાર સર્વને પણ યથાશક્ય સુખી બનાવશે. આરોગ્યશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અને ધર્મશાસ્ત્રોના સર્વ માન્ય નિયમો પ્રમાણેજ વર્તન રાખ્યા કરનારને જ અમે અનંત જીવનની પ્રાપ્તિની આશા આપીએ છીએ; અને આવી રીતે વર્તનારનુ જીવન દિવસે દિવસે વધારે ને વધારે સુખી કેમ ન બને? અમેરિકાના પ્રખ્યાત તત્વજ્ઞ અને ગ્રંથકાર એમરસન કહે છે કે: "Immortality will come to such as are fit for it—અર્થાત્ અમરત્વને માટે જે લાયક હશે તેમને જ માત્ર તે પ્રાપ્ત થશે."

જીવનને દીર્ઘકાળ સુધી લંબાવવાની અગત્ય વિષે એક પાશ્ચાત્ય લેખક નીચેના શબ્દો ઉચ્ચારે છે:–Life is worth perpetuating for the opportunities it offers. How little one can attain, comparatively, in the average, or even the exceptional life-time! A century of music merely begins to make it interesting. A thousand years of experience in art would leave one still in ignorance of many of its beauties. The pursuit of knowledge and the contemplation of the possible joys of existence demand immortality in the flesh......Life means much to the awakened mind, far too much to be readily relinquished. Life that continues to unfold is worth perpetuating, and will unfailingly increase in power. "જે જે શુભ અવસરો જીવનમાં આપણને પ્રાપ્ત થઇ શકે છે તેની ખાતર જીવનને અનંતકાળ પર્યંત લંબાવવું વાજબી છે. હાલ મનુષ્યો સાધારણ રીતે ભોગવે છે તેટલા (ટુંકા) જીવનમાં અગર તો આપણે જેને સાધારણ રીતે બહુ લાંબુ આયુષ્ ગણીએ છીએ તેટલી મુદ્દતમાં પણ આપણે કેટલું થોડું કામ પાર પાડી શકીએ છીએ! સો વર્ષ સંગીતશાસ્ત્રના અભ્યાસમાં ગાળીએ ત્યારે તો તે શાસ્ત્રની ખરી લીજ્જત આપણને આવવા લાગે છે. એક હજાર વર્ષ વિવિધ કળાઓનો અનુભવ લેવામાં ગાળીએ તોપણ તેની ઘણીએક ખૂબીઓ તો તે છતાંએ જાણવાની બાકીજ રહે. નિશ્ચિંત મને અને ખરા દિલથી જ્ઞાન પ્રાપ્તિના પ્રયત્નમાં મંડયા રહેવાય તે માટે, અને અંતરમાં ઉઠતી અનેકવિધ સુખાભિલાષાઓના યથેચ્છ શાંતવન અર્થે આ માનવદેહમાં જ અમરત્વની અત્યાવશ્યકતા જણાય છે........પ્રબુદ્ધ જીવાત્માને આ માનવજન્મ એટલો બધો સારભૂત અને અમૂલ્ય લાગે છે કે, તેના સંરક્ષણાર્થે બની શકે તે સર્વ પ્રયત્નો કર્યા વિના મરણને શરણ થવું તે કદી પણ પસંદ કરે નહિ. પ્રતિદિને અધિક અધિક વિકાસને પામતું જીવન સદોદિત ચિરકાળ સુધી લંબાવવું ઘટે છે, અને જો તેમ થાય તો તે દિન દિન બળવત્તર બનતું રહેશે."

બ્રહ્મચર્ય અને દીર્ઘાયુષ્યને પણ ગાઢો સંબંધ છે, એ વાત ખાસ લક્ષમાં રાખવાની છે. પરંતુ આ કળિયુગના જમાનામાં જન્મભર કુવારી જીંદગી ગાળવાની અમે ભલામણ કરતા નથી. વર્તમાનકાળમાં સ્ત્રીપુરૂષો વિવાહીત જીંદગીમાં વિષયવાસનાને વશ વર્તિ ઘણો અતિરેક કરે છે, છતાંએ સરકારી નોંધોને આધારે અનેક વાર બતાવી આપવામાં આવ્યુ છે કે અવિવાહિત પુરૂષો કરતાં વિવાહિત સ્ત્રી પુરૂષો પ્રમાણમાં વધારે લાંબુ આયુષ ગુજારે છે. આમ થવાનાં ઘણાંક કારણો હશે, જેમકે, પરણેલી જીંદગી ગુજારનારની સાધરણ રીતે ખાનપાન વગેરે બાબતમાં વધારે વ્યવસ્થા હોય છે; મન ઓછું ભટકતું હોય છે; મંદવાડ વખતે સારવાર વધારે સારા પ્રકારની તેને મળે છે; સ્ત્રી અને પુત્રિપુત્રાદિના સહવાસમાં રહેવાથી એકદર મન વધારે સંતુષ્ટ અને પ્રફુલ્લ રહે છે; વિવાહિત જીવન ઘણુંખરૂં પુરૂષાર્થપૂર્ણ (Active) અને ઉત્સાહી હોય છે, પણ કુટુંબ કે પુત્રપરિવારને પોષવાની જરૂર વિનના મનુષ્ય નિરૂત્સાહી અને આળસુ બની જવાનો સભવ હોય છે. આ બધી બાબતો થોડે ઘણે અંશે ખરી હોવા છતાં એ વાત તો નક્કીજ છે કે, **"અષ્ટાંગ બ્રહ્મચર્ય"** (એટલે કે, દર્શન-સ્પર્શન-ભાષણ-વિષય કથા-ચિંતન અથવા ધ્યાન, અને ક્રિડા આદિ સ્ત્રીવિષયના સંપૂર્ણ પરિત્યાગયુક્ત બ્રહ્મચર્ય ) યથાવિધિ જેમ વધારે મુદત સુધી પાળી શકાય તેમ જીવન ચોક્કસ રીતે વધારે લાંબુ થઈ શકે છે.

**આયુર્વેદના સુશ્રુતના શારીરસ્થાનના** ૩૫ મા અધ્યાયમાં નીચે પ્રમાણે લખેલુ છે:-"આ શરીરની ચાર અવસ્થા છે. એક **"વૃદ્ધિ"** જેમાં સોળમા વર્ષથી લેઇ પચીસમા વર્ષ પર્યંત સર્વ ધાતુઓનો વધારો થાય છે. બીજી **"યૌવન"** જેનો પચીસમા વર્ષના અંત અને છવીસમા વર્ષના આદિમાં યુવાવસ્થાનો આરંભ થાય છે. ત્રીજી **"સંપૂર્ણતા"** જેમાં પચીસમા વર્ષથી લેઇને ચાળીસમા વર્ષ પર્યંત સર્વ ધાતુઓની (રસ, માંસ, રૂધિર, મેદ, અસ્થિ, મજ્જા, અને વીર્ય-Chyle, flesh, blood, fat, bones, marrow, & semen) પુષ્ટિ થાય છે. અને ચોથી **"કિંચિત્પરિહાણી"** જે જ્યારે સર્વ સંગોપાંગ શરીરસ્થ સકલ ધાતુ પુષ્ટ હોઈ પૂર્ણતાને પ્રાપ્ત થાય છે તે. તદનંતર જે ધાતુ વધે છે તે શરીરમાં નથી રહેતી, કિન્તુ સ્વપ્ન પ્રસ્વેદાદિ દ્વારા બહાર નિકળી જાય છે. માટે એજ ૪૦ મું વર્ષ વિવાહનો ઉત્તમ સમય છે. ઉત્તમોત્તમ તો ૪૮ મે વર્ષે વિવાહ કરવો શ્રેષ્ટ છે." હવે વર્તમાન કાળના પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રે એ વાત ચોક્કસ રીતે સાબીત કરી છે કે, આંચળવાળાં સર્વ પ્રાણીઓમાં (Mammalia) એવો સાધારણ નિયમ પ્રવર્તતો જણાય છે કે તેમના શરીરનો સંપૂર્ણ બાંધો બંધાઇ રહેતાં જેટલો સમય લાગે તેનાથી તેમનુ આયુષ પાંચગણું હોય છે. આ નિયમ પ્રમાણે જોતાં પણ જેઓ યથાવિધિ પચીસ વર્ષનું બ્રહ્મચર્ય પાળે છે તેઓનુ આયુષ આરોગ્યના સામાન્ય નિયમો પાળતાં એકસો પચીસ વર્ષનું થવાનો સંભવ છે. જેઓ યથાવિધિ ચાલીસ વર્ષનું બ્રહ્મચર્ય પાળે તથા આરોગના નિયમોને અનુસરે તેઓ નિ:સંશય બસેં વર્ષ જીવી શકે તથા જે કોઇ વિરલ પુરૂષો અડતાળીસ વર્ષનું અખંડ બ્રહ્મચર્ય પાળી મિતાહાર જીવન ગાળે તે લગભગ અઢીસેં વર્ષ સુધી પણ જીવી શકે.

વળી **છાન્દોગ્ય ઉપનિષદ**ના પ્ર. ૩ પાં. ૧૬ ના શ્લોક ૧ થી ૬ સુધીમાં બ્રહ્મચર્યના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ પ્રકારનું બહુ સારૂં વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં ૨૪મા વર્ષ સુધીના બ્રહ્મચર્યને કનિષ્ઠ, ૪૪ મા વર્ષ સુધીના બ્રહ્મચર્યને મધ્યમ, તથા ૪૮ વર્ષ સુધીના અખંડ બ્રહ્મચર્યને સર્વોત્તમ ગણવામાં આવ્યું છે, તથા ત્યાં લખેલું છે કે:—"જેમ આચાર્ય અને માતાપિતા પોતાનાં સંતાનોને પ્રથમ વયમાં વિદ્યા અને ગુણગ્રહણને માટે તપસ્વી કરે છે, અને તેનોજ તેને ઉપદેશ કરે છે, અને સંતાન આપોઆપ અખંડિત બ્રહ્મચર્યના સેવનથી **ત્રીજા પ્રકારના ઉત્તમ**

**બ્રહ્મચર્યનું સેવન કરી પૂર્ણ અર્થાત ચારસો વર્ષ પર્યંત આયુને વધારે છે, તેમ તમે પણ વધારો.** કેમકે જે મનુષ્ય આ બ્રહ્મચર્યને પ્રાપ્ત થઇને તેનો લોપ કરતો નથી તે સર્વ પ્રકારના રોગોથી રહિત હોઇને ધર્મ–અર્થ–કામ–મોક્ષને પ્રાપ્ત થાય છે. ”

ઉપર પ્રમાણે એકલા બ્રહ્મચર્યના પ્રતાપથીજ **ચારસો વર્ષ** સુધી જીવન ટકાવી રખાય છે તો તેટલા લાંબા જીવનમાં નવા જોવા જાણવામાં આવતાં, અગર આ પુસ્તકમાં બતાવવામાં આવ્યાં છે તેવાં, સાધનોની વધારામાં મદદ લેવાથી જીવનને ઇચ્છાનુસાર હદ સુધી લંબાવી શકાય તેમ છે, એ વાત વિચારવાનને હવે સ્પષ્ટ સમજાઇ હશેજ.

પ્રાચ્ય તેમજ પાશ્ચાત્ય ગુપ્તજ્ઞાનના માર્ગના પ્રવાસીઓ તેમજ અભ્યાસીઓ પણ જીવનને અનંત, અગર મરજી હોય તેટલા કાળ સુધી લબાવી શકવાનું ખાત્રીપૂર્વક માને છે. આ સંબંધમાં એક “ G. M. ” ની સંજ્ઞાવાળા તત્વજ્ઞ લેખકના થોડાક શબ્દો અત્રે ઉતારવા ઠીક થઈ પડશેઃ–

The traditions of the “Elixir of Life,” said to be in the possession of Kabalists & Alchemists, are still cherished by students of Mediæval Occultism—in Europe. The allegory of the Ab-è Hyat or Water of Life, is still credited as a fact by the degraded remnants of the Asiatic esoteric sects ignorant of the *real* Great Secret. The “pungent and fiery essence” by which Zanoni renewed his existence, still fires the imagination of modern visionaries as a possible scientific discovery of the future......... *All is subject to change*......... Therefore, no possible substance, even if drown from the depths of Infinity, no imaginable combination of drugs, whether of our earth or any other, though compounded by even the Highest Intelligence... could possibly produce Immutability... But (by special occult methods) the actual prolongation of human life is possible for a time so long as to appear miraculous and incredible to those who regard our span of existence as necessarily limited to at most a couple of hundred years.”

વર્તમાન કાળમાં આપણા દેશમાં અને ખાસ કરીને આપણી ગુર્જરગિરામાં આ વિષય મુદ્દલ ચર્ચાયો નથી. અને તેથી તેવા નવા ક્ષેત્રમાં ઝંપલાવનારને અડચણો ઘણી નડે છે. આ વિષયમાં મ્હને ( આ પુસ્તકના લેખકને ) કેટલી ફતેહ મળી છે, તે નિર્ણય કરવાનું કાર્ય પ્રજા વર્ગનું છે. સંસાર વ્યવહારની અનેક જંજાળોમાં પુસ્તક લખવાનું કાર્ય સતોષકારક રીતે થઈ શકતું નથી, છતાં મારાથી બનતી સામગ્રી વાંચકવૃંદ સમક્ષ રજુ કરવાનો મ્હેં પ્રયત્ન કર્યો છે, જેનો સ્વીકાર પ્રીતિ પૂર્વક થશે એવી હું નમ્ર આશા રાખું છુ.

આ પુસ્તક લખવામાં, કોઇ કોઇ સ્થળે ઘટીત ફેરફારો કરવામાં તથા પ્રુફ વગેરે સુધારવામાં મારા સન્મિત્ર રા. રા. પ્રિતમલાલ વજેશંકર વકીલ, બી. એ. એલ. એલ. બી., તથા ડૉકટર મહાદેવ પ્રસાદ, ઇ. એમ. ઇ., એન. ડી., એમ. એન. એસ. એ. એમના તરફથી મને બહુ કીમતી સહાય મળી છે, જે માટે હું આ સ્થળે તેમનો આભાર પ્રદર્શીત કરૂં છું.

**વિસનગર.**
કાર્તિક શુક્લ પ્રતિપદા
સંવત ૧૯૭૦.

**ભોગીલાલ ત્રિકમલાલ વકીલ.**

અધિપતિ “ **ધન્વન્તરિ.** ”

# અનંત જીવન શી રીતે પ્રાપ્ત કરવું?

## ઉપોદ્‌ઘાત.

જન્મ અને મરણ પ્રાણી માત્રને છે. સ્થાવર અને જંગમ વસ્તુઓનો પણ કાળે કરીને નાશ થાય છે. પ્રગટીકરણના નિયમ મુજબ દરેક પ્રાણી અને પદાર્થનું ક્ષણે ક્ષણે રૂપાંતર થાય છે. જો તેમ ન થતું હોય તો વૃદ્ધિ અને ક્ષય થાયજ નહિ. અતિ પ્રાચીન વેદકાળમાં રચાયલા યજુર્વેદ **अ. ३६ मं० २४** માં પણ લખેલું છે કે **"ओ३म् तच्चक्षुर्देव हितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदःशतं जीवेम शरदः शत ॅ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीना श्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ य. अ. ३६ म २४ ॥ (અર્થ)** જે બ્રહ્મ સર્વનો દ્રષ્ટા, ધાર્મિક વિદ્વાનોનો પરમ હિતકારક તથા સૃષ્ટિ પૂર્વે, પશ્ચાત, અને મધ્યમાં સત્ય સ્વરૂપથી વર્તમાન રહે છે, અને સર્વ જગતનો કર્તા છે તેજ બ્રહ્મને અમે સો વર્ષ સુધી જોઇએ, જીવીએ, સાભળીએ, અને તેજ બ્રહ્મનો ઉપદેશ કરીએ તથા તેનીજ કૃપાથી કોઇને આધિન ન રહિએ, તેજ પરમેશ્વરની આજ્ઞાપાલન અને કૃપાથી સો વર્ષ ઉપરાંત અમે જોઇએ, જીવીએ, સાંભળીએ, અને સ્વતંત્ર રહિએ." એવા શબ્દો છે. વિવાહાદિ કાર્યો કરાવ્યા પછી બ્રાહ્મણો ઉપરના મંત્રનો આશીર્વાદ આપે છે. છતાં પણ મનુષ્યોનો મોટો ભાગ તેટલું આયુષ્ય ભોગવતો નથી. લોકોમાં એક સાધારણ કહેવત થઈ પડી છે કે "જન્મ મરણ અને પરણ એ ત્રણ વસ્તુઓ માણસ જાતના હાથમાં નથી." ત્યારે શાસ્ત્રના મંત્રો શું ખોટા હશે? શુ પરણવાનું કે ન પરણવાનુ પણ માણસજાતના હાથમાં નથી? યુરોપ અમેરિકામાં હજારો માણસો, કાં સ્ત્રી કે કાં પુરૂષ, લગ્ન કર્યા સિવાય પોતાની જીંદગી ગુજારે છે. અને સંખ્યાબંધ મનુષ્યો તંદુરસ્તિ અને સૌંદર્ય સાથે દીર્ઘાયુષ્ય ભોગવે છે. શું પરમકૃપાળુ પરમાત્માએ ઉન્નતિક્રમમાં આગળ વધેલી મનુષ્યજાતને કાગળનાં પુતળા જેવી બનાવી મૂકી છે? કાગળનાં પુતળાં નચાવનાર દરેક પૂતળાને લગાડેલો તંતુ ખેંચે છે તેમ પુતળાં નૃત્ય કરવા લાગે છે, તેમ મનુષ્યજાત પણ કાગળનાં પુતળાં માફક કર્મની ગુલામ થઇ તેના નચાવ્યા પ્રમાણે નાચવા માટે સૃજાયલી છે? જે કર્મો પોતે ઉત્પન્ન કરેલાં છે તે કર્મોની શું તે ગુલામ બનેલી છે? કદી એમ બની શકેજ નહિ. કહેવતમાં પણ કહ્યું છે કે "નર અપની કરની કરે નરકા નારાયણ હોય" જો માણસ પોતાની કરણી કરે તો પોતે નારાયણ રૂપ થાય છે. કુદરતના કાયદાનો ભંગ કરવાથી, દુરાચારથી, મિથ્યા આહારવિહારથી મનુષ્યજાત સંખ્યાબંધ રોગોનો ભોગ થઇ પડી છે. સંખ્યાબંધ મનુષ્યો અનેક જાતના રોગોથી પિડાય છે અને અકાળે મરણના શરણ થાય છે. રોગથી પિડાતા મનુષ્યના મુખમાંથી નિરાશાના ઉદ્‌ગાર નિકળે છે કે "ભાઈ શુ કરીએ? આવા રોગ ભોગવવાનું નશીબમાં લખાવી લાવ્યા છીએ! દેહ છે ત્યાં રોગ જોડાયલાજ છે! રોગમાંથી મુક્ત થવાનું આપણા હાથમાં નથી! ભોગવેજ છુટકો છે. અવધી આવશે ત્યારે રોગ એની મેળેજ મટશે!" ઇત્યાદિ વચનો તેમના મુખમાંથી નિકળતાં સાંભળવામાં આવે છે. અને કર્મના દાસજ હોય અને રોગ ટાળવાનો દુનિયામાં કંઇ ઉપાયજ ન હોય એમ માની દુઃખ ભોગવ્યા કરે છે. કેટલાક કહે છે કે 'શું કરીએ ભાઈ! હજારો દવાઓ પેટમાં રેડી રેડીને મોઢાને ખાળ જેવું કર્યું પણ જ્યારે રોગ મટતો નથી ત્યારે હવે મરેજ છુટકો છે. ઉપર પ્રમાણે નિરાશાના

શબ્દો કાઢી વારંવાર નીસાસા મુક્યા કરે છે પરંતુ કુદરતના કીયા નિયમનો ભંગ થવાથી એ રોગ ઉત્પન્ન થયો છે, અને ઉત્પન્ન થએલા રોગના નિવારણાર્થે કીયા નિયમનું પાલન કરવાની જરૂર છે, અને કયાં કયાં અયોગ્ય અને રોગજનક ખાનપાન બંધ કરવાની જરૂર છે તેનો વિચાર તો લેશ માત્ર કરતાજ નથી, પરંતુ દવાઓના રગડા પી રોગ મટાડવાની આશામાં ને આશામાં પોતાના આયુષ્યનો ક્ષય કરે છે. ચાલુ જમાનામાં યુરોપ અમેરિકા ખંડમાં તંદુરસ્તિ અને સૌંદર્ય સાથે દીર્ઘાયુષ કેવી રીતે ભોગવાય તે તરફ વિદ્વાન અને શોધક વર્ગનું ધ્યાન ખેંચાયું છે. અને તેઓ એવા નિશ્ચય ઉપર આવ્યા છે કે કુદરતના નિયમોનું પાલન કરવાથીજ તંદુરસ્તિ અને સૌંદર્ય સાથે દીર્ઘાયુષ્ય ભોગવી શકાય છે. એવા નિયમોનું પાલન કરવાથી રોગ થતો નથી. અને કંઇ કારણસર થાય છે તો કુદરતી ઉપચારથી તેને દુર કરી શકાય છે. કુદરત હમેશાં પ્રાણી માત્ર નીરોગી રહીને દીર્ઘાયુષ્ય ભોગવે તેને માટે સતત પ્રયત્ન કર્યા કરે છે. રોગ ઉત્પન્ન કરનાર વિષને કુદરત શરીરમાંથી બહાર કાઢી નાંખે છે. તેના કાર્યને આપણે મદદ કરવાની છે. રોગ ઉત્પન્ન થતા પહેલાં આપણા શરીરમાં આવો વિષમય મળ ભેગો થાય છે ને તે કાઢી નાંખવા કુદરત જે પ્રયત્ન કરે છે તેનુંજ નામ આપણે રોગ કહીએ છીએ. એવો મળ કુદરત, ઝાડા, ઉલટી, પેશાબ, પરશેવો, ગડગુમડા ઇત્યાદિ દ્વારા બહાર કાઢી નાંખે છે. તે કુદરતનુ કાર્ય હિતાવહ છતાં તેને મદદ કરવાને બદલે મનુષ્ય જ્યારે દોઢડહાપણ વાપરી દવારૂપી વિષ શરીરમાં દાખલ કરી કુદરતની ક્રિયાનો અટકાવ કરે છે ત્યારે રોગ મટવાને બદલે ઉલટો વૃદ્ધિ પામે છે અગર થોડો વખત એ રોગનાં ચિન્હ દબાઇ જાય છે, અને બીજા રૂપે પ્રગટ થાય છે જેથી ફાયદાને બદલે નુકશાન થયા વિના રહેતું નથી.

તંદુરસ્તિ અને સૌંદર્ય સાથે પુરાં સો વર્ષ અગર તેથી પણ વધારે આયુષ્ય કેવી રીતે ભોગવી શકાય તે સંબંધીના કુદરતના નિયમો શા છે ને તેનું કેવી રીતે પાલન કરવું એ વિષે ચાલુ જમાનામાં વિદ્વાન વર્ગના કેવા વિચારો છે તે હુ વાંચક વર્ગ આગળ રજુ કરીશ. એ નિયમોનું પાલન કરવાથી સંખ્યાબંધ માણસોને તેના લાભ જણાયા છે. અને વિદ્વાન વર્ગ તે મતને સંમત થતો જાય છે. માટે તે મતની સત્યતાનો સ્વીકાર કરી તેનુ પાલન કરવામાં આવશે તો નિશ્ચય તંદુરસ્તિ અને સૌંદર્ય સાથે દીર્ઘાયુષ્ય ભોગવવાને નિયમોનુ પાલન કરનાર મનુષ્ય ભાગ્યશાળી થશે એમાં જરા પણ સંશય નથી.

## બોધ પાઠ પહેલો.

આ વિશ્વમાં જન્મ પામેલાં પશુ, પક્ષી, પ્રાણી અને મનુષ્ય જાત એ સર્વેને પોતાનું જીવન ટકી રહે તેવી ઇચ્છા હોય છે. અને મનુષ્ય જાતને તો તે જીવન કેવી રીતે ટકી શકે તે જાણવાની કુદરતીજ ઇચ્છા હોય છે. પૂર્ણ માનસિક, શારીરિક, પુરૂષત્વપણું કે સ્ત્રીપણું આપણે ઇચ્છીએ છીએ, તેને વખાણીએ છીએ અને તે મેળવવા સતત યત્ન કર્યા કરીએ છીએ. જેઓ પોતાનું મરણ ઇચ્છે છે તેઓ પોતાનો વિનાશ જલદી લાવે છે. સારે ભાગ્યે બધી જાતનાં સુખો જીવનમાંથીજ ઉદ્ભવે છે. અને તેથીજ તે મેળવવાની કોશીશમાં આનંદ મનાય છે. જીવનનો અર્થ તંદુરસ્તિ અને તંદુરસ્તિ એટલે જીવન છે. જ્યાં તંદુરસ્તિ નથી ત્યાં જીવન પુરતા પ્રમાણમાં છે એમ કહેવાય નહિ.

ઇચ્છિત વસ્તુ વધારે ને વધારે ચિત્તાકર્ષક થતી જાય છે અને પરિણામે પોતે ધારેલાં કામો પૂર્ણ કરવા અને તેનું ફળ ભોગવવા ઘણાં વર્ષો સુધી જીવાય તો સારૂ એમ દરેક માણસ ઇચ્છા રાખતો જણાય છે. જીવવાની ઇચ્છાના પ્રમાણમાંજ જીવન ટકાવી રાખનારી શક્તિમાં પણ વધારો થતો જાય છે. કારણ કુદરતના નિયમથીજ કુદરતી હાજતો હમેશાં પૂર્ણ થાય છે.

જીંદગીના વીમાના સ્ટેટીસ્ટીકસ (આંકડા) ઉપરથી ચોખ્ખી રીતે સાબીત થયુ છે કે મનુષ્યજાતના સરાસરી આયુષ્યનું પ્રમાણ ચાલુ વીસ વર્ષમાં વધ્યુ છે. અને તે એટલે સુધી કે વીમા કંપનીઓને જુદી જુદી ઉમરના પ્રમાણમા જુદા જુદા દર ગોઠવવા પડયા છે.* આ બીનાની મારી અને તમારી જીંદગી ઉપર પણ ખાસ અસર થાય છે એમ સમજવાનુ છે. હજુ ભૂતકાળ કરતાં ભવિષ્યમાં આ વાત આપણને ઘણી લાભકારક થઇ પડશે. આપણામાં હવે એટલી તો સમજ શક્તિ આવી છે કે આપણે આપણા શરીરના માસ્તર (કાબુમાં રાખનાર) થઇ શકીએ અને તેને દીર્ઘકાળ સુધી તંદુરસ્ત અને સૌંદર્યવાળું રાખી શકીએ. આટલા વખત સુધી મનુષ્ય જાત આપણું શરીર કેવી રીતે રચાય છે અને તેનુ કેવી રીતે પોષણ થાય છે, તે વાતથી અજ્ઞાન હતી. હવે તો "તમે પોતે કોણ છો તે જાણવાને શક્તિવાન થયા છો."

દીર્ઘકાળ સુધી તંદુરસ્ત ભરેલું જીવન કેવી રીતે રહી શકે તે સંબંધી સુશિક્ષિત અને વિદ્વાન વર્ગ તરફથી થતી માગણીઓને માન આપીને હું આ બોધપાઠોમાં વિસ્તારથી ચોક્કસ અને વ્યવહારૂ સૂચનાઓ કરીશ. જે સૂચનાઓનું અનુકરણ કરવાથી દરેક માણસ પુરાં સો વર્ષ અને તે કરતાં પણ વધારે મુદત સુધી જીવન ટકાવી શકશે અને પોતાના મન અને શરીરને પૂર્ણ આરોગ્યમાં રાખી શકશે.

અત્યારે પણ હજારો માણસો એવાં મળી આવશે કે જેમનુ આયુષ્ય સો વરસ કરતાં પણ વધારે હશે. એટલે એમ કહી શકાય છે કે હાલમાં સાધારણ રીતે સ્ત્રી અને પુરૂષો જે ટુંકી જીંદગી ભોગવે છે તેથી વધારે લાંબી જીંદગી ભોગવી શકાય તેમ છે, જ્યાં હાલ હજારોની સંખ્યા છે ત્યાં એક સૈકામાં લાખોની સંખ્યા થશે. જનસમાજ સો વર્ષનુ આયુષ્ય ભોગવનાર તરફ આશ્ચર્ય સાથે માનની લાગણીથી જુવે છે. કુદરતનો ઇરાદો સંહાર કરવાનો છે એ વિકલ્પના કરવી એ તદન ભૂલભરેલું છે. કારણ કુદરત તો દરેક મનુષ્ય અગર પ્રાણી લાંબી જીંદગી ભોગવી શકે તેને માટે નિરંતર પ્રયાસ કરતી માલુમ પડે છે. આ હકીકતથી અજાણ હોવાથી મનુષ્યજાત પોતાનું દોઢડહાપણ વાપરી ઘણી વખતે કુદરતના માર્ગમાં મોટી અડચણ કરે છે, જેથી તંદુરસ્તિ તથા દીર્ઘાયુષ્ય તરફના તેના યોગ્ય પ્રયત્નમાં વિક્ષેપરૂપ થઇ પડે છે.

સો વર્ષની જીંદગી ભોગવનારાં સ્ત્રી–પુરૂષોએ કંઇ ખાસ જાતની શક્તિ સંપાદન કરેલી હોતી નથી, કે જે બીજા માણસોથી મેળવી ન શકાય. તેઓએ પોતાનું વર્તન જીવનશક્તિના કેટલાક પ્રવાહને અનુકુળ કરેલું હોય છે અને તેથી કુદરતી રીતે બક્ષીશ કે ઇનામ તરીકે તેમણે તંદુરસ્તિ અને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરેલુ હોય છે. હું ખાત્રીપૂર્વક કહી શકું છુ કે પૂર્ણ તંદુરસ્તિ અને સૌંદર્ય સાથે સો વર્ષની જીંદગી ભોગવવી એ તદન સંભવિત વાત છે. દીર્ઘાયુષ્યથી થતા ફાયદાનું ધ્યાનપૂર્વક મનન કરો. સો વર્ષના જીવનની ઇચ્છા રાખવી એ ખરેખર સ્તુત્ય આકાંક્ષા છે. અને ઉચ્ચ પુરૂષત્વ કે સ્ત્રીપણાની તમામ શક્તિઓ અને સૌંદર્ય સહીત સો વર્ષ સુધી જીવવાની દૃઢ મનેચ્છા કેટલી બધી વખાણવા લાયક છે?! એક લથડતો અને ઠોકરો ખાતો ડોસો જે સો વર્ષની ઉમ્મરે પહોંચ્યો છે તેનો બાળક જેવો દયામણો સ્વર અને ચાળાથી તેને ધીક્કારતા હોય તેવા માણસોને પણ

* ઉપરનું પ્રમાણ યુરોપ અમેરિકામાં જ્યારે વધવા માંડયું છે ત્યારે ઉલટું આપણા દેશમા તે ઘટવા માંડયું છે. તેનું કારણ એજ કે તે દેશમાં સંખ્યાબંધ મનુષ્યો કુદરતી જીવન ગાળવા લાગ્યા છે અને દીર્ઘાયુષ્ય ભોગવવાના દરેક ઉપાય કામે લગાડવા લાગ્યા છે, ને સંખ્યાબંધ લોકોએ દવા લેવાનું બંધ કર્યું છે અને કુદરતી ઉપાયથી રોગ નિવારણ કરે છે. આ દેશમાં જીંદગીની મર્યાદા આગળ વધી નથી જેથી વીમા કંપનીઓએ જીંદગીના વીમાના દરમાં જરા પણ ફેરફાર ન કરતાં તેના તે દર હજી સુધી કાયમ રાખેલા છે.

દયા આવે છે પણ તે મારા વિચારથી તદ્દન વિરૂદ્ધ છે. વધારે સ્પષ્ટ રીતે સમજવા સારૂ તમે એકસો વર્ષના સ્ત્રી કે પુરૂષને વધારે મજબુત વધારે તંદુરસ્ત અને વધારે સુખી અને જાણે તે પોતાની ભરજુવાનીમાં હોય અને બીજાં કેટલાક વર્ષની વધારે ઉપયોગી જીંદગી ભોગવવા સરખો હોય તેવો કલ્પો. એવી કાલ્પનીક મૂર્તિ પ્રાપ્ત કરવાની હુ તમોને સૂચના આપીશ.

કેટલાંક સ્ત્રી કે પુરૂષો જીવનશાસ્ત્રના કોઈ પણ કાયદા કાનુનો પ્રમાણે ચાલ્યા વિના સો વર્ષ સુધી જીવે છે, પણ તે કંઇ અણધાર્યું કે અણચિંતવ્યું થાય છે એમ નથી. કારણ કુદરતના રાજ્યમાં કોઇ પણ કાર્ય કોઇ પણ ચોક્કસ કારણ વિના બનવા પામતુંજ નથી. જેઓ કંઇ પણ ખાસ પ્રયાસ વિના સો વર્ષની ઉમરે પહોંચ્યાં છે તેઓ અજાણતાં પણ કુદરતના નિયમોને અનુસરી ચાલ્યા છે. કેટલીક બાબતોમાં તેઓએ આરોગ્યશાસ્ત્રના નિયમો તરફ બેદરકારી પણ બતાવેલી હશે પણ તેઓનું દીર્ઘાયુષ્ય કંઇ મનસ્વિ પ્રકારના વર્તનથી લંબાયુ છે, એમ કહી શકાય નહિ. જીવનશક્તિને સાચવવામાં તેઓની કેટલીક રહેણીકરણી એટલી બધી ઉત્તમ હોવી જોઇએ કે જે બાબતમાં તેઓ બેદરકાર રહ્યા તે બાબતથી તેમને થતું નુકશાન દબાઇ જવા પામ્યું અને તેમને સારી અસર થવા થવા પામી. જો તેઓ દરેક રીતે આરોગ્યના નિયમાનુસાર ચાલ્યા હોત તો ચોક્કસ રીતે બીજાં ઘણાં વર્ષ પોતાની જીંદગીમાં વધારી શક્યા હોત. થોડા લોકો આરોગ્યના નિયમ વિરૂદ્ધ સો વર્ષ જીવ્યા તેથી તમારે તમારા ભવિષ્યને તેવા વિચારથી જોખમમા નાંખવું એ ઉચિત નથી. તમે પણ જો આ બોધપાઠોમાં બતાવેલા જીવનના નિયમોને વળગી રહેશો તો ખચીત મનનો ઇચ્છીત હેતુ પાર પાડી શકશો. આ અજ્ઞાનતા હજારો સ્ત્રી પુરૂષોને અકાળ મૃત્યુ તરફ દરરોજ ઘસડી જાય છે. પણ દરરોજના જીવનમાં જ્ઞાનના ઉપયોગથી તેઓ આ વિનાશમાંથી બચી શકે તેમ છે.

દીર્ઘાયુષ્ય વિષેના શાસ્ત્રની સત્યતાની બાબતમાં હાલમાં લોકોમાં જાગૃતિ થતી હોવાથી જ્ઞાની પુરૂષો પૂછે છે કે **"અમારે આજે કેવી રીતે રહેવું જોઇએ કે જેથી ભવિષ્યમાં દીર્ઘાયુષ્ય ખચીત મળે"** આ સવાલ તમારે પણ તમારા આત્માને પૂછવો એ ડહાપણ ભરેલું છે. આજથીજ તમે જેવી રીતે રહેવાનું કરશો તે ઉપર ભવિષ્યમાં તમારી તંદુરસ્તિ અને સુખનો આધાર નક્કી થશે. ટુંકામાં તમે આજેજ બી વાવો છો, જેનું પરિણામ જુવાની અથવા વૃદ્ધાવસ્થા, તંદુરસ્તિ કે માંદગી સુખ કે દુઃખ, જીવન યા મોત થશે. જેવું બી વાવશો તેવું લણશો. તમો ખરેખર **પેન્સ ડીલાયન**ની અતિશયોક્તિ ભરેલી વાત અને જુવાનીના અદ્રશ્ય ઝરાની ફ્લૉરીડાના જંગલ અને ખીણોમાં કરેલી તપાસ વિષે વાંચ્યું તો હશેજ. જે ઝરાને લેઇને તેને શોધી કાઢનાર હમેશ માટે જુવાન સુંદર અને તંદુરસ્ત રહે એમ કહેવાતું હતું, તેને નિરાશા મળવી નિશ્ચિત થયેલી હતી. કારણ જો કે તેનો મનોવિચાર બહુ ઉચ્ચ હતો પણ તેને મેળવવાની રીત વ્યહવારૂ નહતી. જે બીજા લોકો હાલ પણ ભૂલ કરે છે તેજ ભૂલ તેણે કરી હતી. તેણે તંદુરસ્તિ અને જુવાનીનું મૂળ પોતાનાથી બહાર ધાર્યું. જે લોકોએ તંદુરસ્તી અને જીવનના કાયદાનો અભ્યાસ કર્યો છે તેઓ જાણે છે કે **તંદુરસ્તિનો ઝરો આપણી પોતાની અંદરજ છે. જનસમુહનો મોટો ભાગ આ મુખ્ય બાબતને સમજવામાં પછાત પડી તંદુરસ્તિ મળવા માટે દવાના બાટલાઓ સાથે વળખાં મારે છે.** ઉલટું તેથી તેઓ પોતાની જીંદગીને મર્યાદાવાળી અને ટુંકી કરે છે અને તંદુરાસ્તને નુકશાન પહોંચાડે છે. જેઓ દવાનાં મંદિરોના ભક્ત બની તેની સેવા પૂજા કરે છે, તેઓને પરિણામે જ્યારે બીજો કંઇ ઇલાજ રહ્યો નથી એવું સમજાશે ત્યારે તેઓની ખાત્રી થશે કે તેઓએ જુઠા દેવની પૂજા કરવામાં એક મોટામાં મોટી ભૂલ કરેલી છે.

**કુદરત આરામ કરે છે અને દરદ મટાડે છે.** દવાથી દરદો નાબુદ થાય છે, એમ માનવું એ તદ્દન ભૂલભરેલુ છે. **પરમ કૃપાળુ પરમેશ્વરે પોતાનું કરેલું કામ લોકો સુધારી શકે એવું રાખ્યુંજ નથી.** આ વાત ઉપર ખાસ ભાર મૂકવો જોઇએ, કારણ તેથી આપણે જે દવા પર ભરૂંસો રાખી બેઠા છીયે તે દૂર કરી જે સાચી રીત હોય તેનો વિચારપૂર્વક અભ્યાસ કરીએ અને તે પ્રમાણે વર્તન કરીએ પૂર્ણ જીવનનો ઝરો આપણા પોતાનામાં છે, એમ જાણી દરેક સ્ત્રી પુરૂષ આનંદ પામશે એ ઝરાને યોગ્ય રીતે ગતિ આપવાથી તે આપણા શરીરને પુરતી રીતે નવીન શક્તિથી ન્હવરાવી નાંખશે.

જુવાની ભરેલુ જીવન અને સુંદરતા મેળવવી એ વહાલામા વહાલી વાત છે. અને તેથી ઉલટું વૃદ્ધાવસ્થા અને બેડોળપણું એ મનને કંટાળો ઉપજાવે છે અને તેથી જે વર્તનથી આપણે લાંબી જીંદગી અને તંદુરસ્તિ ભોગવીએ તે પ્રમાણે આપણે યત્ન કરવો જોઇએ.

દરેક સુજ્ઞ સ્ત્રી પુરૂષને કોઇને કોઇ બાબતમા શ્રેષ્ટતા મેળવવા દ્રઢેચ્છા હોય છે. આવા લોકોને જીંદગીનુ સાધારણ ટુકાપણું એ ઘણી નાઉમેદી કરાવે છે કારણ તેમની ઇચ્છાનો મુખ્ય ભાગ પરીપૂર્ણ થયા વગર રહી જાય છે અને ધારેલા કામમો મોટો ભાગ પડતો મૂકવો પડે છે. આવા ઉત્સાહી લોકોને પોતાની જીંદગી એક સૈકાના શિખરે પૂર્ણ શક્તિ સહીત કેમ ટકી રહે એ જાણવું ખરેખર આશીર્વાદ રૂપ છે. તેઓની મોટી મોટી ધારણાઓ વખત ન મળવાથી પડતી મેલવાને બદલે તેઓ તેવાં કામમાં વધારે દ્રઢતાથી મંડશે, અને પોતાની શક્તિને ખીલવવા તેઓને ઘણી તકો મળશે. જે સમજુ સ્ત્રી પુરૂષો જીંદગીમાં કંઇને કંઇ ઉચ્ચ કામ કરવાની ઈચ્છા રાખે છે તેવાં સ્ત્રી પુરૂષોને આવી તકો મળે તો પછી તેઓને બીજું શુ જોઇએ? એ પણ ચોક્કસ વાત છે કે જેની સમજણશક્તિ વધારે સારી હોય છે તેવાંજ તદુરસ્ત અને સશક્ત પુરૂષો પોતાનું આયુષ્ય લંબાવવાની ઇચ્છા રાખે છે. નબળા અને હીચકારા પુરૂષો જીદગીની જવાબદારીનાંથી ખશી જવા માગે છે. સુજ્ઞ માણસો તો સમજે છે કે તંદુરસ્ત અને શક્તિવાળું દરેક વધતું જતું વર્ષ તેની શક્તિઓને ખીલવવા માટે અને પોતાની જીંદગી બીજાને તેમજ પોતાને વધારે ઉપયોગી બનાવવા માટે નવી નવી તક આપનારૂં છે.

જુની સ્થિતિ પ્રમાણે તો જ્યારે માણસની શક્તિઓને ખીલવાનો અને પૂર્ણ કળામાં આવવાનો વખત હોય ત્યારે તે શક્તિઓ નિર્બળ થતી જોવામાં આવતી. જ્યારે ભૂતકાળના અનુભવથી મળેલું ડહાપણ આપણને ઘણુંજ ઉપયોગી થવું જોઇએ ત્યારે શારીરિક અને માનસિક દુર્બળતા અને ઘટતી જતી શક્તિ પરિણામમાં રહેતી. આ સ્થિાત એક અયોગ્ય સ્થિતિ છે. આ નવીન-શાસ્ત્રના અભ્યાસથી મનુષ્ય જાતને તેવી સ્થિતિ પ્રાપ્ત થવાનો સંભવ રહેશે નહિ.

આ સૈકો પ્રવૃત્તિનો અને નવીન શોધખોળનો છે. અને આપણા હાલના પ્રયાસથી ભવિષ્યની પ્રજાને કેટલો બધો અસાધારણ ફાયદો થશે તે પુરતી રીતે અત્યારે કહી શકાય તેમ નથી. ભવિષ્યમાં જલદીથી અણધારેલી અજાયબ જેવી બાબતો બનશે અને જે પ્રવૃત્તિ થવાની છે તેમાં ભાગ લેવાને માટે તમારે પણ બીજા ડાહ્યા પુરૂષોની માફક તંદુરસ્તિ, શક્તિ અને દીર્ઘાયુષ્ય મેળવવા તથા સાચવી રાખવા મનન કરવું જોઇએ.

મનુષ્ય જાતનું જ્ઞાન વધવાની સાથે બીમારી અને દુઃખ ઘટતાં જાય છે અને તંદુરસ્તિ, વૈભવ અને સુખનો સંચાર થતો જાય છે, અને આ દુનિયામાંજ સ્વર્ગનું સુખ ભોગવી શકાય છે. આવું સુંદર ભવિષ્ય આપણે માટે શક્ય છે એ બતાવવાની જરૂર એટલા માટે છે કે આ પ્રયોગો

કરવાને તમે પણ પુરતી ખત અને ઉદ્યોગથી, તથા ઉચ્ચ અભિલાષાથી મંડો અને દરરોજના જીવનમાં આ સૂચનાઓને અમલમાં મુકો.

મારે તમને એટલું જણાવવું જોઇએ કે સવાલ માત્ર જીંદગી લંબાવવાનોજ નથી. પણ એટલી વાત તો ખરી છે કે આપણે દીર્ઘાયુષી અને તંદુરસ્તિવાળા થવાની તથા બીજાને ઉપયોગી થઈ પડીએ એવી ઇચ્છા રાખીએ, કારણ દીર્ઘાયુષ્ય એ જીંદગીની જરૂરીયાતપણાને બીજાને ઉપયોગીપણા સાથે વધારે આધાર રાખે છે.

આપણે દરરોજના જીવનને બની શકે તેટલી ઉત્તમ પ્રતિનું કરવું એજ આપણો મુખ્ય ઉદ્દેશ છે. માત્ર આપણા શારીરિક ભલા માટે જીવન મેળવવાની આર્થીક અભીલાષા રાખવાની નથી. પરંતુ તદુરસ્ત અને સશક્ત જીવન વગર આપણે કઇજ કરી શકવાના નથી. દીર્ઘાયુષ્ય થવાની યોગ્યતાનો નિયમ આપણે વિચારમાં લેવો જોઇએ, તેથી દરેક સ્ત્રી પુરૂષની સાધારણ સ્થિતિ એવી હોવી જોઇએ કે જીવનને ટકાવી રાખવાની યોગ્યના મેળવવા માટે આપણે દીર્ઘાયુષી થવું જોઇએ. જો તમે પૂરાં સો વર્ષનુ આયુષ્ય તદુરસ્તિમાં ભોગવવા ઇચ્છા રાખતા હો તો તમારે ઉપર કહેલી સ્થિતિ મેળવવાનો પ્રયાસ કરવો જોઇએ. માત્ર ઇચ્છાથી એક સૈકો જીવી શકશો એવી ફોકટ આશા રાખશો નહિ, પરંતુ તે ઇચ્છા પૂર્ણ કરવા સારૂ તમારે આયુષ્યને દીર્ઘ કરવાના પ્રયાસમા પડવું જોઇએ. કુદરતનો સખ્ત પણ સુદર નિયમ એવો છે કે નાલાયકને દૂર કરે છે ને તે જગોએ લાયકને ગોઠવે છે. આ નિયમોના શિષ્ય તરીકે તમે પણ એવી સ્થિતિ પ્રાપ્ત કરી શકશો કે જેથી સો વર્ષ અથવા તેથી પણ વધારે આયુષ્ય ભોગવી શકશો અને એક પચીસ વર્ષના યુવાન માણસમાં જોવાની અને સાંભળવાની જેવી શક્તિ હોય છે તેવી શક્તિ તંદુરસ્ત શરીર અને મનની ચંચળતા પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થશો અને તે શક્તિ સો વર્ષે તમારા જીવનનો અત બતાવવાને બદલે તેની પૂર્ણકળા બતાવશે.

તમે આજજ તમારા ચ્હેરાને બારીકાઇથી નિહાળીને જુઓ કે તેમાં શું દેખાય છે. તમે તેમાં તંદુરસ્તિ, શક્તિ અને સૌંદર્યતા જુવો છો? જો તમને આ બધુ માલુમ પડે એવા ભાગ્યશાળી હો તો તમે તેને એક સૈકાથી વધારે ટકાવી શકશો તમે એક મધ્યમાવસ્થાની સ્ત્રી કે પુરૂષનો ચિતાર જુવો; તે યુવાવસ્થા ને જરાવસ્થાની વચ્ચેનો વખત છે. આ બોધપાઠો તમને ઉમ્મરની અસર અટકાવતાં શીખવશે. કદાચ તમારા ચ્હેરામાં ઘડપણ જોવામાં આવે તોપણ શું તમારો કેસ નાઉમેદી ભરેલો છે? હજી પણ ફાયદો થવાને શું વખત નથી? જો તમે તમારા જીવનને ઉત્તેજીત કરવા અને અંદર નવું જીવન ઉમેરવા સખ્ત પ્રયાસ નહિ કરો તો વખત રહ્યો નથીજ. જરાવસ્થાની આવતી અસર અટકાવી શકાય, મનશક્તિ દ્રઢ કરી શકાય, યાદશક્તિ સતેજ કરી શકાય, અને શરીરને મજબુત અને સશક્ત કરી શકાય છે.

ઉપરના ઉપોદ્‌ઘાતથી તમોને સમજાશે કે લોકોને પોતાની જીંદગી કેવી રીતે લંબાવવી એ શીખવવાનો મારો શો ઉદ્દેશ છે. શારીરિક સુધારણના નિયમો સમજવા માટે અને હવે પછીના બોધપાઠોમાં સુચવેલા ઉપાયો સમજવા માટે તમે તૈયાર થશો.

આ ઉદ્દેશમાં ઘણા લોકો નિષ્ફળ થયા છે તેનું કારણ એવું છે કે આપણું જીવન કેવા પ્રકારનું હોવું જોઇએ તે બાબતના શુદ્ધ અને ચોક્કસ વિચારો તેમને હોતા નથી. તેઓને શરીરની સારી સ્થિતિ રહેવા માટે અચોક્કસ અને અનિશ્ચિત આશા હોય છે; પરંતુ તે કેવી રીતે મેળવવી એ બાબતમાં પૂરતું જ્ઞાન હોતું નથી.

